# ..भवेदीनुं संक्षिप्त नित्यकर्म



शिवराम कृत आन्हिकना आधारथी

बालकोने माटे.

संक्षेपमां संग्रह करीने छपावनार.

## जटाशंकर लीलाधर त्रिवेदी.

आवृत्ति बीजी.

सने १८९६.

अमदावाद.

सरस्वती प्रेसमां छाप्युं.

मूल्य एक आनो.

आ चोपडी शणना दोराथी बांधवामां आवीछे.

# सूचना.

१. पहेली आवृत्तिनी बधी प्रतो खलास थई छे. मागणी थवाथी आ बीजी आवृत्ति केटलाक सुधारा वधारा साथे प्रसिद्ध करवामां आवेली छे.

२. आ चोपडीनां अनुक्रमे आ विषयो आवेला छेः— प्रातःसंध्या, मध्याह्नसंध्या, संक्षेपतर्पण, ब्रह्मयज्ञ, वैश्वदेव भोजनविधि, सायंसंध्या, ब्राह्मण भोजननो संकल्प, गायत्री मंत्रनो अर्थ अने छेवट बालकोने नीतिनं रस्ते दोरे एवा उपदेशनी थोडी कलमो नांखवामां आवली छे. बालकोए [illegible] नित्य पाठ करवो जोइए.

३. बालकोने धर्म तथा सदाचारनुं शिक्षण [illegible] आपवानी जरूर छे, पण तेने माटे आ [illegible] पुंज ओछुं छे. ए खरेखर खेदनी वार्त्ता छे. गृ[illegible] धर्म नीतिनुं शिक्षण लेवानी पहेली अने उत्तम शाळा छे, पण ए शाळानां अध्यक्ष मावापो पोतेज खरा धर्म अने सदाचारनी समजणथी विमुख थयां छे. आ प्रसंगे समाजवाळा भाइ गीरधरलाल हरखारामणनो स्तुति पात्र प्रयास मने याद आवे छे. शुद्ध अने साधु वृत्तिवाळा भाई गीरधरलाले सरखेजमां एक कुलीन वर्ग उघाडी सेंकडो बाळकोने धर्म अने सदाचारना खरा मार्गे दोरवानो उत्तम प्रयास आरंभ्यो छे अने आवा प्रयासनुं सर्वत्र अनुकरण थवानी आवश्यकता छे.

जटाशंकर लीलाधर त्रिवेदी.

# सामवेदीनुं संक्षिप्त नित्यकर्म.

---

## ॥ अथ प्रातःसंध्या ॥

१. आचमनं ॥ उन्मृज्य उन्मृज्य(१) ॥ पादावभ्युक्ष्य(२)॥ जलांतरेण शिरोऽभ्युक्षेत्(३)॥ आस्य(४) ॥ नासा नासा(५)॥

---

**સમજુતી**—ઉગમણે અથવા ઉત્તરાદે મોઢે બેસીને ગાયત્રી મંત્રવડે પ્રથમ શિખા બાંધવી.

૧ આચમન લેવાનો વિધિ એવો છે કે, ગાયના કાનને આકારે જમણો હાથ રાખી, હથેળીમાં જળ લઇ, છેલ્લી આંગળી તથા અંગુઠા છૂટાં રાખી, ડાબા હાથની પહેલી આંગળી જમણા હાથની હથેળીને પોંચે અડાડીને કાંડા તરફથી આચમન લેવું. ત્રણ અંજલી લેવી એટલે એક આચમન થયું કહેવાય.

પછી ડાબા હાથમાં પાણી લઇ નીચે પ્રમાણે અંગોને સ્પર્શ કરવો.
(૧) જમણા હાથનો અંગુઠો તે પાણીમાં બોળી બેવાર મૂછોપર ફેરવવો.
(૨) જમણા હાથની પહેલી ત્રણ આંગળીઓ વડે બે પગે પાણી છાંટવું.
(૩) એજ ત્રણ આંગળીઓ ફરી પાણીવાળી કરી માથે પાણી છાંટવું.
(૪) એજ ત્રણ આંગળી ડાઢીએ અડાડવી. (૫) પહેલી આંગળી અને અંગુઠો જળવાળો કરી બે નસકોરે સ્પર્શ કરવો. (૬–૭) ત્રીજી આંગળી અને અંગુઠો પાણીવાળાં કરી બે આંખે તથા બેકાને અડાડવાં.

**अक्षि अक्षि**(६) ॥ **कर्ण कर्ण**(७) ॥ **नाभि**(८) ॥ **वक्षः**(९) ॥ **शिरः**(१०) ॥ **बाहु बाहु**(११) ॥

२. **अथ संकल्पः ॥ उपात्त दुरित क्षयार्थं ब्रह्मवर्चसकामार्थं प्रातःसंध्योपासन महं करिष्ये ॥** હાથમાં અંજલી ભરી એટલું બોલીને જળ હેઠે મુકવું. પછી—

**ॐ अपहता असुरा रक्षांसि वेदिपदः ॥** એમ બોલીને પોતાની આસપાસ જળની ધારા કરી પોતાનું રક્ષણ કરવું.

३. **अथ मार्जनं ॥ ॐ कारस्य ब्रह्मा ऋषिः ॥ दैवी गायत्रीछंदः ॥ परमात्मा देवता ॥ सर्वकर्मारंभे विनियोगः ॥ व्याहृतीनां विश्वामित्रजमदग्निभरद्वाजा ऋषयः ॥ गायत्र्युष्णीगनुष्टुप्छंदांसि ॥ अग्निवायुसूर्या देवताः ॥ गायत्र्या विश्वामित्रो गायत्री सविता ॥ आपोहिष्ठेति तिसृणां सिंधुद्वीपो गा-**

---

(૮) ટચલી આંગળી અને અંગુઠો જળવાળાં કરી નાભિએ અડાડવાં. (૯) હથેલી પાણીવાળી કરી છાતીએ સ્પર્શ કરવો. (૧૦-૧૧) પાંચે આંગળાં જળમાં બોળી મસ્તકપર તેમજ બે ખભે સ્પર્શ કરવો. જ્યારે જ્યારે આચમન લેવું હોય ત્યારે ઉપર પ્રમાણે અંગોને સ્પર્શ કરવા કહેલુંછે.

૩. બે હાથ જોડીને "**मार्जने विनियोगः**" ત્યાં સુધી ભણી જવું. પછી ડાબા હાથમાં પાણી લઇ તેમાંથી (૧) મંત્ર ભણીને ત્રણ દર્ભની શેરવડે અથવા તે નહોય તો જમણા હાથનાં ચાર આંગળાંવડે માથાપર પાણી છાંટવું. એ પ્રમાણે ॥૨॥ ॥૩॥ અને ॥૪॥ મંત્રને અંતે માર્જન કરવું.

यन्त्र्यापः मार्जनेविनियागः ॥ॐ भू र्भुवः स्वः। तत्सवितुर्वरे-
ण्यं भर्गो देवस्य धीमहि। धियो यो नः प्रनोदयात् ॥ १ ॥
ॐ आपोहिष्ठामयो भुव, स्तानऊर्जे दधातन, महेरणाय चक्षसे
॥ २ ॥ ॐयोवः शिवतमोरस, स्तस्य भाजयतेहन, उशतीरिव
मातरः ॥ ३ ॥ ॐ तस्माअरंगमामवो, यस्यक्षयायजिन्वथ,
आपोजनयथाचन ॥४॥

४ अथ ध्यानं ॥ पूर्वा संध्या तु गायत्री रक्तांगी रक्त-
वासस्ता ॥ अक्षसूत्रधरा देवी कमंडलुसमन्विता ॥१॥ हंसस्कं-
धसमारूढा तथा च ब्रह्मदैवता ॥ कुमारी ऋग्वेदमुखी ब्रह्मणा
सह आवह ॥२॥ आयाहि वरदे देवि त्र्यक्षरे ब्रह्मवादिनि ॥
गायत्रि छंदसां मातर् ब्रह्मयोनि नमोऽस्तुते ॥३॥ બે હાથ જો-
ડીને ભણી જવું.

५. अथ प्राणायामः ॥ भूरादीनां विश्वामित्रजमदग्निभ-
रद्वाजगौतमात्रिवसिष्ठकश्यपा ऋषयः ॥ गायत्र्युष्णीगनुष्टुब्बृ-
हतीपंक्तित्रिष्टुब्जगत्यच्छंदांसि ॥ अग्निवायुसूर्यबृहस्पतिवरुणे-
न्द्रविश्वेदेवा देवताः ॥ तत्सवितु रिति विश्वामित्रो गायत्री स-
विता ॥ आपोज्योति रिति प्रजापतिर्गायत्री ब्रह्माअग्नि वायुः

---

(૫) પ્રાણાયમ કરતાં પહેલાં "भूरादीनां" ત્યાંથી તે "विनियो-
गः" ત્યાં સુધી ભણી જવું.

सूर्यः ॥ प्राणायामे विनियोगः ॥ આટલું બોલી જઈને પ્રાણનું રૂધન કરી નીચે પ્રમાણે પ્રાણાયામ કરવોઃ—

$ ॐ भूः ॥ ॐ भुवः ॥ ॐ स्वः ॥ ॐ महः ॥ ॐ जनः ॥ ॐ तपः ॥ ॐ सत्यं ॥ ॐ तत्सवितु वंरेण्यं भर्गो देवस्य धीमहि । धियो यो नः प्रनोदयात् ॥ आपोज्योति रसोमृतं ब्रह्मभूर्भुवः स्वरोम् ॥१॥ इति प्राणायामः ॥

६. अथ आचमनं ॥ सूर्यश्चेति नारायणऋषिः ॥ प्रकृति छंदः ॥ सूर्योदेवता ॥ आचमने विनियोगः ॥ ॐ सूर्यश्च मामन्युश्च मन्युपतयश्च मन्युकृतेभ्यः पापेभ्यो रक्षंतां ॥ यद् राव्या पाप मकार्षं मनसा वाचा हस्ताभ्यां पद्भ्या मुदरेण शिश्ना रात्रीस्तदवलुंपतु ॥ यत् किंचित् दुरितं मयि इद मह मा ममृतयो नौ सूर्ये ज्योतिषि जुहोमि स्वाहा ॥ અંજલી ભરી ઉપલા મંત્રવડે આચમન લેવું ને બાજી બે અંજલી બોલ્યા વગર લેવી.

७. अथ अर्घदानं ॥ ऋतं च सत्यं चेति अघमर्षण ऋषिः ॥ अनुष्टुपूछंदः ॥ भाववृतो देवता ॥ अश्वमेधावभृथे विनियोगः ॥ ॐ ऋतं च सत्यं चाभीद्धा त्तपसोध्यजायत ॥ ततो राव्यजायत ॥ ततःसमुद्रो अर्णवः ॥१॥ समुद्रादर्णवादधिसं-

---

$ શ્વાસનું રૂંધન કરવા માટે પહેલી આંગળી અને અંગુઠાવતી નાક પકડીને એક શ્વાસે ત્રણચાર ઉપરા ઉપર ભણી જવો, એટલે એક પ્રાણાયામ થાય. એવી રીતે ત્રણ પ્રાણાયામ કરવા.

वत्सरो अजायत ॥ अहोरात्राणि विदधद्विश्वस्य मिषतोवशी ॥२॥ सूर्याचंद्रमसौ धाता यथापूर्व मकल्पयत् दिवं च पृथिवीं चांतरिक्ष मथोस्वः ॥ ३ ॥ ઉભા થઇ ખોબામાં પાણી લઇ ત્રણે મંત્ર ભણી જઇને સૂર્ય તરફ અંજલી નાખવી અને બીજી ત્રણ અંજલીઓ ત્રણ ગાયત્રી મંત્ર ભણતાં ભણતાં નાખવી તથા પ્રદક્ષિણા કરી બેસીને આચમન લેવું.

८. अथ सूर्योपस्थानं ॥ उदुत्य मिति प्रस्कण्व ऋषिः ॥ गायत्री छंदः ॥ सूर्यो देवता ॥ चित्र मिति कुत्सऋषिः ॥त्रिष्टुप्छंदः ॥ सूर्योदेवता ॥ उपस्थाने विनियोगः ॐ उदुत्यं जातवेदसं देवं वहंति केतवः । दृशे विश्वाय सूर्यं ॥१॥ ॐ चित्रं देवानामुदगादनिकं चक्षुर्मित्रस्य वरुणस्याग्नेः । आप्राद्यावा पृथिवी अंतरिक्षं सूर्य आत्मा जगतस्तस्थुषश्च॥२॥ સવળા હાથે ડાબો હાથ નીચે અને જમણો હાથ ઉપર એવી રીતે સાથીઆને આકારે રાખી સૂર્ય સામા ઉભા રહી આ મંત્રો ભણી જવા.

९. अथ गायत्री जपः ॥ अनेन मत्कृतेन दशधा गायत्री जाप्येन ब्रह्मात्मा रविः प्रियतां ॥ દશ અથવા બને તો એકસો આઠ ગાયત્રી મંત્ર જપીને ઉપર પ્રમાણે બોલી જળ નીચે મુકવું.

१०. विसर्जनं ॥ उत्तरे शिखरे जाता भूम्यां पर्वत वासिनी ब्रह्मणा समनुज्ञाता गच्छदेवि यथासुखम् ॥ આટલું ભણીને નમસ્કાર કરી છેવટ બે આચમન એટલે છ અંજલી ભરી પીવા.

॥ प्रातःसंध्या समाप्ता. ॥

# ॥ अथ मध्यान्हसंध्या ॥

પ્રાતઃ સંધ્યા પ્રમાણે આચમન લેવું. સંકલ્પમાં **मध्यान्हसंध्योपासन महं करिष्ये** એમ બોલવું. **ध्यान** નીચે પ્રમાણે ભણવું:—**मध्यान्हे तु या संध्याश्वेतांगीश्वेतवाससा ॥ वृषस्कंधसमारूढातथा च रुद्रदेवता ॥ युवा यजुर्वेदमुखी रुद्रेण सह आवह ॥ आयाहि वरदे देवि त्र्यक्षरे रुद्रवादिनि ॥ सावित्री छंदसां माता रुद्र योनि नमोऽस्तुते ॥** આચમન—નીચે પ્રમાણે:—**आपः पुनंत्विति वामदेवोनुष्टुप् आपो देवता ॥ आचमने विनियोगः ॥ ॐ आपः पुनंतु पृथिवीं, पृथ्वी पूता पुनातु मां, पुनंतु ब्रह्मणस्पति ब्रह्म पूता पुनातु मां, यदुच्छिष्ट मभोज्यं च यद्वादुश्चरितं मम, सर्वं पुनंतु मामापो, सतांच प्रतिग्रहं स्वाहा ॥**

એ મંત્રવડે આચમન લઇ પછી બોલ્યા વિના બે આચમન લેવાં. અર્ઘ—પ્રાતઃસંધ્યા પ્રમાણેજ દેવા પણ મંત્રવડે એક અર્ઘ આપ્યા પછી ગાયત્રી મંત્રવડે ત્રણને બદલે એકજ અંજલી આપવી; સૂર્યોપસ્થાન—પ્રાતઃસંધ્યા પ્રમાણે પણ બે હાથ ઉંચા રાખીને ભણવું. ગાયત્રી જપમાં **ब्रह्मात्मा**ને બદલે **रुद्रात्मा** તથા વિસર્જનમાં **ब्रह्मणा**ને બદલે **रुद्रेण** બોલવું. સિવાય માર્જન, પ્રાણાયામ સૂર્યોપસ્થાન વગેરે તમામ ક્રિયા પ્રાતઃસંધ્યા પ્રમાણેજ.

---

# ॥ अथ संक्षेपतर्पणं ॥

१. ॐ ब्रह्मादयो देवा स्तृप्यंतु ॥ ॐ देवपत्न्य स्तृ० ॥, ॐ देवसुता स्तृ० ॥ ॐ देवगणा स्तृ० ॥ ॐ गौतमादय ऋषय स्तृ०॥ ॐ ऋषिपत्न्य स्तृ० ॥ ॐ ऋषि सुता स्तृ० ॥ ॐ ऋषिगणास्तृप्यंतु ॥ ॐ ( ઓમ્ ) કારવાળું પ્રત્યેક વાક્ય ભણીને, જળનો ખોબો ભરી અંજલીઓ નાખવી.

२. अपसव्यं ॥ ॐ कव्यवाडादयः पितर स्तृप्यंतु ॥ ॐ पितृपत्न्य स्तृ० ॥ ॐ पितृसुता स्तृ० ॥ ॐ पितृगणास्तृप्यंतु॥ सव्यं ॥ आचमनं ॥ અપસવ્ય કરીને એજ પ્રમાણે જળ ખોબામાં લઇ **पितृतीर्थे** એટલે જમણા હાથના અંગુઠા અને પહેલી આંગળીની વચ્ચેના માર્ગે તરફથી જમીનપર મૂકવું. પછી સવ્ય કરીને આચમનલેવું.

कंठं ॥ ॐ सनकादयो मनुष्यास्तृप्यंतु ॥ ॐ मनुष्यपत्न्य स्तृ०॥ ॐ मनुष्यसुतास्तृ०॥ ॐ मनुष्य गणास्तृप्यंतु ॥ सव्यं ॥ કંઠ કરીને **मनुष्यतीर्थे** એટલે બે હથેલીને છુટી પાડીને વચ્ચેથી જમીનપર અંજલીઓ મૂકી દેવી.

आब्रह्मस्तंबपर्यंतं जगत्स्थावरजगमम् ॥
मयादत्तेन तोयेन तृप्ता यान्तु परांगतिम् ॥

છેવટ આ શ્લોક ભણવો. તેનો ભાવાર્થ એવો છે કે **ब्रह्मा** થી માંડીને **स्तंब** ( કીડા ) સુધી સ્થાવર અને જંગમ આખું જગત આ મારી અંજલીથી તૃપ્ત થઇ પરમગતિને પામો. (કેવો ઉચ્ચ ભાવ !)

# ॥ अथ ब्रह्मयज्ञः ॥

ॐ भू र्भुवः स्वः । तत्सवितुर्वरेण्यं । भर्गो देवस्य धीमहि । धियो योनः प्रचोदयात् ॥१॥ ॐ तत्सवितु र्वरेणियोम् । भार्गो देवस्य धिमाहि२ । धियो योनः प्रचो १२१२ हुम् आ२ । दायो आ २३४५ ॥२॥ ॐ ओग्नाइ । आयाहि ३ । वोयि तो या२इ । तोयाइ । गृणानोह । व्यदा तोयाइ । तोयाइ । नाइहो । ता सा २३ । त्साइ बा २३४ औहोवा । हि२ २३४५ षी ॥३॥ अग्न आयाहि वी । तयाइ । गृणानो हव्य दाता२३याइ । निहोतास त्सी बर्हा३इषी । बर्हा२इ षा २३४ औहोवा । बर्ही ३ षी २३४५ ॥४॥ अग्न आयाहि । वा५इ । तयाइ । गृणानो हव्यदा१ता३ये । निहोता २३४ सा । त्सा२इ बा ३ हा २३४ इषो ६ हाइ ॥५॥ इति ब्रह्मयज्ञः ब्रह्मार्पणमस्तु ॥આ પાંચ સામ હાથ જોડીને ભણી જવા એટલે બ્રહ્મ યજ્ઞ થયો ગણાશે.

---

બ્રહ્મયજ્ઞ પછી પોતાના ઇષ્ટદેવની પૂજા ઇશ્વર ભાવથી કરવી. સૃષ્ટિનો પેદા કરનાર ઇશ્વર એકજ છે, અને એજ પૂજાને યોગ્ય છે, તેથી તેનું ધ્યાન ધરીને જેમ માનસિક પૂજા કરાય છે, તેમ પ્રત્યક્ષ પૂજા નિમિત્તે, તે નિરાકાર હોવાથી, તે ઇશ્વરના લક્ષ માટે માણસો પોત પોતાની રૂચિ પ્રમાણે જુદા જુદા આકારની આકૃતિઓ એટલે મૂર્તિઓની પ્રતિષ્ઠા કરી તેમની પૂજા કરેછે, તો તે પણ ઘણું સારૂં છે; પણ તે બધી મૂર્તિઓમાં લક્ષ અને ભાવ એક ઇશ્વરનોજ રાખીને પૂજા કરવી.

---

# ॥ अथ वैश्वदेवः ॥

१. आचमनं प्राणायामः ॥ गायत्र्याभिमंत्रितोदकेन पाकं संप्रोक्ष्य ॥

२. स्थंडिले पंचभूसंस्कारान्कुर्यात् ॥(१) दर्भैः परिसमुह्य ३ ॥ (२) गोमयेनोपलिप्य ३ ॥ (३) कुशेनोल्लिख्य ५ ॥ (४) अनामिकांगुष्टेनो धृत्य ५ ॥ उदकेनाभ्युक्ष्य ॥

३. ॐ भू र्भुवः स्वः॥ पावक नामान मग्निं प्रतिष्ठापयामि॥ संभ्युक्षणं ॥ समिधं हुत्वा ॥

४. संकल्पः ॥ अत्राद्य मा मांगल्य फलप्रद मासोत्तम-

---

વૈશ્વદેવ કરવાની સમજુતી.

૧. પ્રાતઃસંધ્યામાં કહ્યા પ્રમાણે આચમન તથા પ્રાણાયામ કરવાં. પાસે ભરી રાખેલા જળપાત્ર ઉપર હાથ રાખી ગાયત્રી મંત્રવડે તે જળ મંત્રીને તેમાંનું પાણી ઘરમાં કરેલી રસોઇ ઉપર છાંટવું.

૨. પોતાની પાસે લાવી રાખેલા સ્થંડિલ અથવા કુંડ ઉપર પાંચ પ્રકારના સંસ્કાર કરવા તે આ પ્રમાણેઃ—

(૧) દર્ભની ત્રણ સેરો લઇ કુંડ ઉપરથી પશ્ચિમેથી પૂર્વ દિશામાં ત્રણવાર રજ વાળી નાંખવી. (૨) ગોમય એટલે ગાયનું છાણ અથવા તે ન મળે તો જળની ત્રણ ધારા પશ્ચિમથી પૂર્વમાં કરવી. (૩) દર્ભની સેરના મૂળવડે કુંડ ઉપર પાંચ રેખાઓ કરવી, તેમાં એક પશ્ચિમથી પૂર્વમાં, બીજી દક્ષિણથી ઉત્તરમાં તથા ત્રીજી ચોથી તથા પાંચમી રેખા પશ્ચિમથી પૂર્વમાં કરવી; (૪) ટચલીની પાસેની આંગળી તથા અંગુઠાવડે ઉપરની પ્રત્યેક રેખામાંથી રજ ઉપાડી કાઢી નાખવી, (૫) કુંડ ઉપર જળ છાંટવું.

૩. કુંડમાં અગ્નિની સ્થાપના કરી સંધુકીને પીંપળા અથવા દર્ભનું એક સમીધ હોમવું.

૪. જમણા હાથમાં જળ લઇ આખો સંકલ્પ બોલી જળ હેઠે મૂકવું.

मासे पुन्यपवित्रकारी अमुकमासे अमुकपक्षे अमुक्यां तिथौ अमुकवासरे यथावर्त्तमाननक्षत्रयोगकर्णलग्न गृहमुहूर्तपर्व समवाये मम पंचसूना दोषपरिहारार्थं आत्मसंस्कारार्थं च नित्य विधिरूपं वैश्वदेवाख्यं कर्माहं करिष्ये ॥

५. इदं भूमे रिति परमेष्ठी प्रजापति ऋषिः ॥ अनुष्टुप् छंदः ॥ अग्निर्देवता ॥ न्यंचकरणे विनियोगः ॥ ॐ इदं भूमे भंजामह ॥ इदं भद्रं सुमंगलं ॥ परास्पत्नान्बाधस्वान्येषां विंदते धनं ॥

६. आदितेऽनुमते सरस्वत्य इति प्रजापति, रेकपदा गायत्री छंदो,ऽदितिरनुमति सरस्वत्यो देवताः ॥ अंजलि प्रसेचने विनियोगः॥ ॐ अदितेनुमन्यस्व (१)॥ ॐ अनुमतेनुमन्यस्व (२) ॥ ॐ सरस्वत्यनुमन्यस्व (३) ॥

---

५. "इदं" थी ते "विनियोगः" त्यां सुधी भणीने जमणुं ढींचण वाळवुं तथा डाबो हाथ सवळो राखी तेनां आंगळां कुंडने नैरुत्य खुणे अडाडवां अने डाबा हाथ उपर जमणो हाथ उंधो राखीने तेनां आंगळां कुंडने वायुखुणे अडाडवां अने ॐइदंभूमे ए आखो मंत्र भणवो ने पछी ढींचण उपाडी लेवो.

६. "अदिते" थी ते "विनियोगः" सुधी भणी जइने पछी नीचेना प्रत्येक मंत्रे कुंडनी बहार नीचे प्रमाणे जळधारा करवी.
(१) आ मंत्र बोलीने नैरुत्यथी अग्निखुणा सुधी धारा करवी.
(२) आ मंत्र बोलीने नैरुत्यथी वायव्यखुणा सुधी धारा करवी.
(३) आ मंत्र बोलीने वायव्यखुणाथी ईशानखुणा सुधी धारा करवी.

७. देव सवितरिति प्रजापति स्त्रिष्टुप् सविता॥ पर्युक्षणे विनियोगः ॥ ॐ देवसवितः प्रसुव यज्ञं, प्रसुव यज्ञपतिं भगाय दिव्यो गंधर्वः केतपुः केतं नः पुनातु वाचस्पति र्वाचं नः स्वदतु ॥

८. ततः समिधं हुत्वा ॥

९. सप्तदश (१७) आहुतयः ( આહુતિઓ )

(१) ॐ भूः स्वाहा ॥ इद मग्नये न मम ॥(२) ॐ भुवः स्वाहा ॥ इदं वायवे न मम ॥ (३) ॐ स्वः स्वाहा ॥ इदं सूर्याय न मम ॥ (४) ॐ भू र्भुवःस्वः स्वाहा ॥ इदं प्रजापतये न मम (५) ॐ देवकृतस्यैनसो वय जनमसि स्वाहा इद मग्नये न मम ॥ (६) ॐ पितृकृतस्यैनसोवय जनमसि स्वाहा ॥ इद० (७) ॐ मनुष्यकृत० ॥ इदम० ॥ (८) ॐ अस्मत्कृत० ॥ इदम० ॥ (९) ॐ यद्दिवा च नक्तं चैनश्च कृमतैस्यावय जनमसि स्वाहा ॥ इदम० ॥ (१०) ॐ यत्स्वपंतश्च, जाग्रत, श्चैनश्च कृमतस्या वय जनमसि स्वाहा इदम० ॥ (११) ॐ य-

---

૭. આ લખેલા મંત્રવડે વાયવ્યખુણાથી આખા કુંડની પ્રદક્ષિણા નિમિત્તે જળધારા કરવી.

૮. પછી સમિધ હોમવું.

૯. પછી ચોખા અથવા ઘઊંની રોટલી ઘીવાળાં કરીને તેમાંથી ૧૭ આહુતિઓ સત્તર મંત્ર ભણી ભણીને આપવી.

द्विद्वां सश्चाविद्वां सश्चैनश्च कृमतस्या वयजनमसि स्वाहा ॥ इदम० ॥ (१२) ॐ एनस एनसो वयजन० ॥ इदम० ॥ (१३) ॐ अग्नये स्वाहा ॥ इदमग्नये न मम (१४) ॐ धन्वंतरये स्वाहा ॥ इदं धन्वंतरये न मम॥ (१५) ॐ विश्वेभ्यो देवेभ्यः स्वाहा ॥ इदं विश्वेभ्यो देवेभ्यो न मम ॥ (१६) ॐ प्रजापतये स्वाहा ॥ इदं प्रजापतये न मम (१७) ॐ अग्नये स्विष्टकृते स्वाहा ॥ इदमग्नये स्विष्ट कृते न मम ॥

१०. पुनः समिधं हुत्वा ॥ (ફરી સમીધ હોમીને)

११. देव सवितरिति पर्युक्षणं ॥ (१) ॐ अदितेन्वमंस्थाः ॥ (२) ॐ अनुमतेन्वमंस्थाः ॥ (३) ॐ सरस्वत्यन्वमंस्थाः ॥ ततः प्रदक्षिणा ॥

१२. बलिदानं ॥ उदक धारा ४॥

बलिदानं ४ उदक धारा उपरि

(१) ॐ पृथिव्यै नमः ॥ इदं पृथिव्यै न मम ॥
(२) ॐ वायवे नमः ॥ इदं वायवे न मम ॥
(३) ॐ विश्वेभ्यो देवेभ्यो नमः ॥ इदं विश्वेभ्यो देवेभ्यो न मम ॥
(४) ॐ प्रजापतये नमः ॥ इदं प्रजापतये न मम ॥

---

૧૧. પછી **देवसवित** એ મંત્ર ભણીને કુંડની ચારે તરફ જળધારા કરવી, ને (૧) (૨) (૩) એ દરેક મંત્રવડે અનુક્રમે દક્ષિણ પશ્ચિમ ને ઉત્તરમાં જળધારા કરવી; પછી પોતે ઉઠીને કુંડની પ્રદક્ષિણા કરવી અથવા પ્રદક્ષિણા માટે જળપાત્રને કુંડની ચારે તરફ ફેરવવું.

૧૨. બળીદાન મૂકવા માટે પોતાની અને કુંડની વચ્ચે પશ્ચિમથી

उपरि उदक धारा (ચારે બળીદાન ઉપર પાણીની ધારા)

धारा २ ४ वली दान.
(१) ॐ अद्भ्यो नमः ॥ इद मद्भ्यो न मम ॥
(२) ॐ ओषधि वनस्पतिभ्यो नमः ॥ इद मोषधि वनस्पतिभ्यो न मम ॥
(३) ॐ आकाशाय नमः ॥ इद माकाशाय न मम ॥
(४) ॐ कामाय नमः ॥ इदं कामाय न मम ॥

उपरि उदक धारा ॥ ( ચાર બળીદાન ઉપર જળ ધારા)

धारा ३. ४ वली दान
(१) ॐ मन्यवे नमः ॥ इदं मन्यवे न मम ॥
(२) ॐ इन्द्राय नमः ॥ इद मिन्द्राय न मम ॥
(३) ॐ वासुकये नमः ॥ इदंवासुकये न मम ॥
(४) ॐ ब्रह्मणे नमः ॥ इदं ब्रह्मणे न मम ॥

उपरि उदक धारा ॥ (ચાર બળીદાન ઉપર જળ ધારા)

[धारा ४] ॐ रक्षोजनेभ्यो नमः ॥ इदं रक्षोजनेभ्यो न मम॥

उपरि उदक धारा ॥ (આ એક બળીદાન ઉપર જળ ધારા)

[अ] अपसव्यं ॥ दक्षिणस्यां किंचिदुदकं दत्वा अमुक गोत्र अस्मत् समस्त पितृभ्यः स्वधा ॥ इदं पितृभ्यो न मम॥
उपरि उदक धारा (જળધારા)

---

પૂર્વમાં ચાર જળની ધારા કરવી; તે પણ એકેકુથી ઉત્તરમાં કરવી. પ્રત્યેક જળધારા ઉપર ચાર ચાર બળીદાન મૂકવાનાં છે.

(अ) 'અપસવ્ય' કરીને—બધી જળધારાઓથી દક્ષિણમાં થોડું જ-ળ મૂકીને તે ઉપર પોતાના ગોત્રનુ નામ લઈ પિતૃનું બળી-

[इ] कंठं ॥ पश्चिमतः किंचिदुदकं दत्वा ॥ सनकादि मनुष्येभ्यो हंतः ॥ इदं सनकादि मनुष्येभ्यो न मम ॥
उपरि उदक धारा ॥ (ઉપર જળ ધારા)

(उ) सव्यं ॥ पूर्वस्यां किंचिदुदकं दत्वा ॥ नंदादि गोभ्यो नमः ॥ इदं नंदादि गोभ्यो न मम ॥

१३. स्तुतिपाठः ॥ आरोग्य मायु रैश्वर्यं धी र्धृतिः शंबलं यशः ॥ ओजो वर्चः पशून् वीर्यं ब्रह्म ब्राह्मण्य मेव च ॥ सौभाग्यं कर्मसिद्धिं च कुलजैष्ठ्यं सुकर्तृतां ॥ सर्व मेतत्सर्व साक्षीन् द्रविणो दरिरी हि णः ॥ कयानश्चित्रेति वामदेवऋषिः॥ गायत्री छंदः विश्वेदेवा देवताः ॥ शान्त्यर्थे जपेविनियोगः ॥

५/ ४ २ ४। ५ २ १/ २ १
काऽ५या । नश्चा३इ त्रा ३ आ भुवात् ॥ ऊती सदा वृधः स।

१ २ ४ २ १ २ ३ २ १
खा । औ३ हो हाइ कया२३ शचाइ। ष्ठ्या हो३। हूं मा२ ।

१ २ ३ ४ २ ४ ५ १ २
वा२तो३५हाइ ॥ काऽ५त्वा । सत्यो३ मा३ दानाम् । मा। हिष्ठो।

---

દાન મૂકવું; તેના ઉપર પાછી જળ ધારા કરવી.

(इ) 'કંઠ' કરીને, બધાં બળીદાનોથી પશ્ચિમ તરફ થોડું જળ મૂકીને તેનાપર મનુષ્યનું બળીદાન મુકવું; તેનાપર જળધારા.

(उ) 'સવ્ય' કરીને પૂર્વતરફ જળ મૂકીને તેપર ગાયોને વાસ્તે બળીદાન મૂકી ઉપર જળધારા દેવી.

૧૩. સ્તુતિપાઠ હાથ જોડીને ભણી જવો.

मा त्सा दंध। सा। औ३ हो हाइ। दृढा२३ चिदा। रुजौ। हो३।
हुं मा२। वा२ सो३५ हाइ॥ आऽ५ भि। पुणाः सा३ खीनाम्।
आ। विता जरायि तृणाम्। औ२३हो हाइ। शता२३ं भवा।
सियौ हो३। हूं मा२। ताऽ२ यो३५ हाइ॥ ॐ कया नश्चित्र
आभुव दूतिसदावृधः सखा। कयाशचिष्ठयावृता॥ कस्त्वा
सत्यो मदानाम् मंहिष्ठोमत्स दंधसः। दृढा चिदा ऋजेवसु॥
अभीपुणःसखिना। मविता जरि तृणाम्॥ शतंभवास्युतये॥
स्वस्तिन इन्द्रो वृद्धःश्रवाः स्वस्तिनः पूषा विश्ववेदाः॥ स्व-
स्तिनस्ताक्ष्यो अरिष्टनेमिः स्वस्तिनो बृहस्पति र्दधातु॥ ॐ स्व-
स्ति स्वस्ति स्वस्ति॥शान्तिः शान्तिः शान्तिः॥ चतुर्भिश्च चतुर्भिश्च
द्वाभ्यां पंचभिरेवच॥ हूयते च पुनर्द्वाभ्यां तस्मै यज्ञात्मने नमः॥

१४. अद्य पूर्वोच्चारित एवं गृहगणविशेषणविशिष्टायां पुण्यतिथौ वैश्वदेवकृतस्य विधेः परिपूर्णतास्तु॥ (પાણી મૂકવું)

१५. अथ गोग्रासादि॥

(अ) सुरभी वैष्णवी माता नित्यं विष्णु पदे स्थिता॥ गोग्रासं तु मया दत्तं सुरभी प्रतिगृह्यताम्॥ इदं गोभ्यो न मम॥

(इ) पिपीलिकाकीटपतंगसंघा बुभुक्षिता: कर्म निबद्धबद्धाः॥

---

१४. ભણીને જળ હેઠે મૂકવું.

१५. (अ) ગાય, (इ) કીડીઓ, (उ) કાગડા, અને (ए) કૂત્રાં

प्रयांतु ते तृप्तिमिदं मयान्नं तेभ्यो विसृष्टं सुखिनो भवंतु॥ इदं पिपीलिकादिभ्यो न मम ॥ ( ऊ ) ऐन्द्रवारुण वायव्या याम्या वै नैऋतस्तथा॥ वायसा: प्रतिगृह्णंतु भूमौ पिंडं मयार्पितं ॥ इदं वायसेभ्यो न मम॥ ( ए ) द्वौ श्वानौ श्यामशबलौ वैवस्वदकुलोद्भवौ ॥ ताभ्यां बलिं प्रदास्यामिस्यातामेता वहिंकौ॥इदं श्वभ्यो न मम॥ ततो हस्तौ पादौ प्रक्षाल्य आचमनं॥

॥ इति वैश्वदेवः ॥

દેવને નૈવેદ્ય ધરીને ભોજન કરવું.

# ॥ अथ भोजन विधिः॥

**अस्माकं नित्य मस्तु** ॥ એટલે આ ( ભોજન ) અમને નિત્ય પ્રાપ્ત થજો એમ બોલવું. પછી **सत्यंत्वर्तेनाभिषिंचामि** એમ બોલીને પીરસેલા ભોજન ઉપર ગાયત્રી મંત્રવડે જળ છાંટવું. **उदक धारा** એમ બોલીને થાળીથી જમણા બાજુએ પશ્ચિમથી પૂર્વમાં જળધારા કરવી. તે જળધારા ઉપર **ॐ भूपतये नमः** ॥ ભણીને એક બળીદાન મૂકવું, **ॐ भुवनपतये नमः** ॥ ભણીને બીજું મૂકવું અને **ॐ भूतानां पतये नमः** ॥ ભણીને ત્રીજું મૂકવું; તથા એ ત્રણ બ-

---

એ દરેકના શ્લોક ભણીને તેમને વાસ્તે અન્નમાંથી ચાર જુદા જુદા ભાગ કાઢવા તેમાંથી કાગડા અને કીડીઓનો ભાગ ઘર બહાર નીકળીને નાખવો, પછી હાથ પગ ધોઇ આચમન કરવું.

ળીદાન ઉપર પાછી જળધારા કરવી **ॐ अमृतोपस्तरणमसि स्वाहा ॥** એ મંત્રવડે હાથમાં જળ લઇ પીવું. પછી **ॐ प्राणाय स्वाहा ॥** મંત્રવડે ૧ લી અને વચલી આંગળી તથા અંગુડાવડે અન્નનો નાનો કોળીઓ ભરવો, **ॐ व्यानाय स्वाहा ॥** એ મંત્રવડે ટચલી, તેની પાસેની, તથા અંગુઠાવતી, **ॐ अपानायस्वाहा ॥** મંત્રવડે એ વચલી તથા અંગુઠાવતી, **ॐ समानाय स्वाहा ॥** એ મંત્રવડે પાંચે આંગળીઓ વતી અને **ॐ उदानाय स्वाहा ॥** એ મંત્રવડે ૧ લી વિના ચારે આંગળી વતી કોળીઆ ભરવા. પછી **उदकोपस्पर्शनं ॥** એમ ભણી આંખે તથા કાને જળ અડાડવું. અને ચોટલીની શિખા છોડવી. પછી જમવું. જમી રહ્યા પછી થોડું બાકી રહેલું ઉચ્છિષ્ટ અન્ન હાથમાં લઇ પાણીવાળું કરીને **रौरवे पुण्यनिलये पद्मार्बुद निवासिनां ॥ उच्छिष्ट भागधेयाना मक्षय्य मुपतिष्ठतु ॥** એ શ્લોક ભણીને **पितृतीर्थे** એટલે ૧ લી આંગળી અને અંગુઠા વચેની જગા તરફથી હાથ વાંકો કરીને ભોંયપર મૂકવું. **ॐ अमृतोपिधानमसि स्वाहा ॥**એમ બોલીને પાણી હથેલીમાં લઇ અરધું પીવું. અને બાકીનું અરધું પાણી ઉપર જણાવ્યા પ્રમાણેજ **पितृतीर्थे** ઉચ્છિષ્ટ મૂકેલા અન્નપર મૂકવું. પછી મોં ધોવું અને બે આચમન લેવાં.

ભોજન વિધિ સંપૂર્ણ.

---

# ॥ अथ सायंसंध्या ॥

**आचमनं ॥** વગેરે પ્રાતઃસંધ્યા પ્રમાણેજ. સંકલ્પમાં **सायं संध्योपासन महं करिष्ये ॥** એમ બોલવું. **ध्यान**—આ પ્રમાણેઃ—
**अपरान्हेतु या संध्या कृष्णांगी कृष्णवाससा वृषस्कंध समारूढा तथा च विष्णु दैवता कुमारी ऋग्वेद मुखी विष्णुना सह आवह ॥ आयाहि वरदेदेवि त्र्यक्षरे विष्णुवादिनी ॥ सरस्वतिछंदसां मात विष्णुयोनि नमोस्तुते ॥**

**आचमन**—નીચે પ્રમાણેઃ—

**अग्नि श्चेति नारायण ऋषिः ॥ प्रकृतिछंदः ॥ अग्निर्देवता ॥ आचमने विनियोगः ॥ ॐ अग्निश्च, मामन्युश्च, मन्युपतयश्च, मन्युकृतेभ्यः, पापेभ्यो, रक्षतां, यदन्हा पाप मकार्षं मनसा वाचा हस्ताभ्यां पद्भ्या मुदरेण ॥ शिश्ना अह स्तदवलुंपतु यत् किंचिद् दुरित मयि इदमह मा ममृतयोनौ सत्ये ज्योतिषि जुहोमि स्वाहा ॥** એ મંત્ર બોલી એક આચમન લેવું અને પછી બોલ્યા વિના બે લેવાં. **सूर्योपस्थान ॥** બેઠાં બેઠાં હાથ જોડીને ભણવું. ગાયત્રી જપમાં **विष्णुवात्मा** અને વિસર્જનમાં **विष्णुना** એટલોજ ફેર. સિવાય માર્જન પ્રાણાયામ, અર્ઘ્યદાન વગરે બધું પ્રાતઃસંધ્યા પ્રમાણેજ.

---

# ॥ ब्राह्मण भोजननो संकल्प ॥

બ્રાહ્મણના મસ્તકપર તુળસીપત્ર કે પુષ્પ મૂકીને તેના હાથમાં જળ આપતાં ભણવું કે—ब्रह्मणे पुष्पं समर्पयामि ॥ ब्राह्मणस्यार्चनविधेः परिपूर्णतास्तु ॥ પછી आचमनं ॥ प्राणायामः ॥ શુભકાર્ય નિમિત્તનું ભોજન હોય તો હાથમાં જળ લઇને अत्राद्य એ સંકલ્પ ભણી જઇને इदं ब्राह्मण भोजन ब्रह्मार्पण मस्तु એ ભણીને જળ મૂકવું. પછી હાથ જોડીને ॐ ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतं ॥ ब्रह्मैव तेन गंतव्यं ब्रह्मकर्म समाधिना ॥ ॐ तत्सत् ब्रह्मार्पण मस्तु ॥ એમ ભણીને પગે લાગવું. જો કોઇ પ્રકારના શ્રાદ્ધ નિમિત્તે ભોજન હોય તો તેનો સંકલ્પ આ પ્રમાણે:—आचमनं॥ प्राणायामः કરીને પછી अपसव्य કરી ડાબો ઢીંચણ ઉભો વાળી હાથમાં જળ લઇ નીચે પ્રમાણે ભણવું:—

ॐ मधुवाता ऋतायते । मधुक्षरंति सिंधवः माध्वीर्नः सन्त्वोषधिः । मधुनक्त मुतोषसो ॥ मधुमत्पार्थिवं रजः । मधु द्यौ रस्तुनः पिता । मधुमांनो वनस्पति र्मधुमां अस्तु सूर्यः । माध्वीर्गावो भवंतु नः । ॐ मधु मधु मधु । तत्सज्जुषध्वं । यस्योदिष्टं तस्योपतिष्ठितं यथा सौख्य ममृतं भुंजयध्वं अधुना अद्यकृत संकल्पसिद्धि रस्तु ॥ એમ ભણીને જળ હેઠું મૂકવું પછી સવ્ય કરીને તથા ઢીંચણ સવળા કરીને હાથ જોડી ઉપર લખ્યો તે ॐ ब्रह्मार्पणं એ મંત્ર ભણી જવો.

# ॥ गायत्री मंत्रः ॥

**ओ३म् भूर्भुवःस्वः। तत्सवितुर्वरेण्यम् भर्गोदेवस्य धीमहि। धियो यो नः प्रचोदयात् ॥**

**શબ્દાર્થ—ओ३म्**=પરમેશ્વર. **अ, उ,** તથા **म**કાર મળીને **ओ३म्** કાર થયોછે. ઇશ્વરના આ એક નામથી તેનાં બીજાં બધાં નામોનો બોધ થાયછે. **भूः**=સર્વે જગતના જીવનનો હેતુ–પરમેશ્વર. **भुवः**=સર્વ દુઃખથી મુક્ત કરી નિરંતર સુખ આપનાર પરમેશ્વર. **स्वः**=વ્યાપક હોવાથી સર્વના નિયામક સુખ સ્વરૂપ ઇશ્વર. **तत्**–તે (ઇશ્વર). **सवितुः**=ઉત્પન્ન કરવા વાળો તથા ઐશ્વર્ય આપવાવાળો, **देवस्य**=દેવનું. **वरेण्यं**=શ્રેષ્ઠ. **भर्गः**=શુદ્ધવિજ્ઞાન સ્વરૂપ. **धीमहि**=અમે ધારણ કરીએ. **धियो**–બુદ્ધિને. **यो**=જે [દેવ]. **नः** અમારી **प्रचोदयात्**=પ્રેરે.

**ભાવાર્થ**–જગતના જીવનના હેતુરૂપ, મુક્તિ આપનાર તથા સર્વ વ્યાપક એવા ઓૐમ્ પરમેશ્વર, જે અમારી બુદ્ધિને (ઉત્તમ માર્ગમાં) પ્રેરે છે, તે સવિતા (ઉત્પાદક) દેવ (ઇશ્વર) નું શ્રેષ્ઠ શુદ્ધ સ્વરૂપ આપણે (આપણા આત્મામાં) ધારણ કરીએ. અર્થાત્ ઇશ્વરના સ્વરૂપનું ધ્યાન કરવું કે જેથી તે સ્વરૂપને પામી શકાય.

અર્થ સમજ્યા વિના કાંઇપણ બોલવું વ્યર્થ છે. વેદના મંત્રો, ગાયત્રી વગેરે ઇશ્વરની પ્રાર્થનાનો ભાવ સમજ્યા વિના પોપટની પેઠે પઢી જવાથી આપણા અંતઃકરણમાં કાંઇપણ ભાવ ઉત્પન્ન થતો નથી. જેઓ ખરો ભાવાર્થ સમજ્યા વિના બોલેછે તેઓ પોતાનો સમય નિરર્થક ગુમાવે છે, એમ નક્કી સમજવું.

# बालोपदेश.

प्रिय बालको, ब्हेनो तथा भाइओ !

नित्य कर्मनी आ न्हानी पोथी छपाववानो उद्देश एटलोज छे के, ए नित्य कर्म समजीने करवाथी परमकृपाळु परमेश्वरनुं तथा तेना महिमानुं तमोने स्मरण थई धर्म तथा नीतिनां कार्यो तरफ तमारुं लक्ष बंधाय. यज्ञोपवीत (जनोई) धारण कर्या पछी संध्यादि कर्म, अने गायत्री जेमां ईश्वरना महिमानुंज वर्णन छे, ते वडे ईश्वरनी प्रार्थना करवी ए तमारो प्रथम धर्म छे. पण ए नित्य कर्म अने प्रार्थना जेम हालना शून्य अंतःकरणना द्विजो मात्र बहारनां चाळाचेष्टा करीने समज्या विना फारसरूपे करी जाय छे, तेम तमे नहिं करशो. संध्यामां ईश्वरनी स्तुति, प्रार्थना तथा तेना महिमानुं वर्णन करेलुं छे.

बनी शके तो त्रण वखत अने न बने तेणे प्रातःकाळना शांत समयमां ईश्वर महिमाना स्मरणरूप आ संध्या नामनी प्रार्थना करवाने कोईए चूकवुं नहिं. तर्पणमां देवो ( दिव्य आत्माओ ) पितृओ, मनुष्यो अने छेवट कीडी जेवां क्षुद्र प्राणी मात्र निमित्ते अंजली आपी तेमनी सौनी तृप्ति अने परमगति थाओ एवी निरंतर तमारे ईच्छा करवी एवी आज्ञा

करेली छे: तो तेपरथी एम पण सिद्ध थायछे के आपणे सौनुं कल्याण ईच्छवुं अने करवुं. ब्रह्मयज्ञना पांच साममां पण गायत्री मंत्ररूप इश्वरनीज प्रार्थना छे. घरमां नित्य अज्ञातपणे थतां पाप तथा दोषनी शांति अने हवानी शुद्धि माटे वैश्वदेव करवानी आवश्यकता बतावी. तेमां पण आहूतियो, बलिदानो, अने ग्रास (कोळीया) मूकवानी क्रिया आपणने नित्य एवुं सूचवे छे के अन्नादिक जे आपणने मळेछे ते आपणुं नथी पण तेमां प्राणी मात्रनो भाग छे. आ प्रमाणे आ नित्य कर्मोमां स्थळे स्थळे इश्वरमहिमा, तेनी स्तुति अने प्रार्थना, स्वार्थत्याग, परमार्थ, आत्मभाव (बीजा प्राणी प्रत्ये बंधुता) इत्यादि आपणा खरा धर्मनीज सूचना थयेली छे. आ नित्यकर्मो उपरथी पण तमारो धर्म शुं छे तेनुं केटलुंक ज्ञान थई शकेछे; तोपण अत्रे धर्म, नीति, अने सदाचार संबंधी उपदेशनां थोडां वाक्यो हुं लखुंछु, अने आशा राखुंछुं के तमो नित्यकर्मनी साथे आ उपदेशनो पण एक वखत जरुर पाठ करी जशो. तमारे आ वात निरंतर स्मरणमां राखवी, के सत्य धर्म, नीति अने सदाचारनां शुद्ध कार्यो कर्या विना संध्या आदि नित्यकर्मो अने प्रार्थनाओ कांइ फळ आपतां नथी:—

# धर्म-निति-सदाचार.

धर्मनो खरो अर्थ कर्त्तव्य एटले करवा योग्य कर्म एवो छे, अने खरुं जोतां तेमां नीति सदाचारनो पण समावेश थाय छे. आ जगतना पेदा करनार परमेश्वरनी प्रेरणा अने इच्छा उपरथी कर्त्तव्यनो निश्चय थई शकेछे. बुद्धिशाळी अने विवेकी विद्वानोए परमेश्वरनी ए प्रेरणा अने इच्छाने अनुसरी, नीति अने सदाचारनुं धोरण बांध्युं छे. ए धोरण एज शास्त्र अथवा कायदो. तमोने ए धर्मनुं ज्ञान इश्वरथी अथवा विद्वानो अने वडिलोद्वारा मळवानुं छे. माटे तमारो पहेलो धर्म एछे केः—

१. प्रातःकालमां उठी, मळमूत्र अने स्नान करी, प्रथम परमेश्वरनुं स्मरण, ध्यान, तेणे करेला उपकारो माटे तेनी स्तुति अने सारी बुद्धि तथा सुख प्राप्ति माटे तेनी प्रार्थना करवी.

२. वडिलो एटले माता पिता अने पोताथी मोटा होय तेमने, गुरुने तथा विद्वानोने मान आपवुं, नमवुं अने तेमनी आज्ञामां रहेवुं ए बीजो धर्म अथवा फरज छे.

३. असत्य भाषण के वर्त्तन, चोरी, व्यभिचार, चाडी, पारकी निंदा, हिंसा एटले क्रूरता वगेरे महा पापनां कर्मोथी निरंतर दूर रहेवुं.

४. क्रोध, अहंकार, लोभ, वगेरे दुर्गुणोने शत्रु समान गणी तेमनो त्याग करवो.

५. बीजापर दया राखतां अने उपकारनां काम करतां शीखवुं, ए सदाचरणना सन्मार्गे चडवानी सीडी छे.

६. बीजापर बधुंभाव राखवो अने मुंगां प्राणी तेमज नाना जीवजंतु सुद्धां सर्व जीवोनापर दया राखवी.

७. विवेकी एटले नम्र–शांत स्वभावना थवुं. सौने मानथी अने बे नामथी बोलाववा अने नमवुं ए माणसाईमां आववानो ग्रहण करवा योग्य गुण छे.

८. वहेलुं सुवुं, वहेलुं उठवुं, कांईपण उपयोगी काम कर्या करवुं अने आळस तजी उद्योगी थवुं, ए सर्व गुण भविष्यमां सुख अने विजय मेळवी आपवा वाळा छे.

९. हित (हितकारक), मित (माप प्रमाणे माफकसर) आहार, निर्दोष विहार (रमत गमत वगेरे.) शुद्ध शरीर, शुद्ध वस्त्र अने शुद्ध हवा ए सर्व शरीर रक्षणनी साची कुंचीओ छे.

१०. अने शरीर आरोग्य होय तोज ए बधां कर्त्तव्यो (धर्मो) करी शकाय, पण जो शरीर रोगी होय तो करवानां कार्यो अटके, वास्ते शरीर बगडे एवुं कांईपण आचरण करवुं, ते पण पाप छे, एम समजीने तमारे तमारा शरीरनुं रक्षण करवानुं निरंतर ज्ञान प्राप्त करवुं अने खावा पीवामां सारखी संभाळीने वर्त्तवुं.

# गूजरात आर्य औषधशाळा.

जामनगरना प्रसिद्ध अने पुन्यशाळी वैद्यराज करुणाशंकर उर्फे झंडु भट्टजीना उदार आश्रय तळे आ शाळा अमदावाद शेहेरमां केटलांक वर्ष थयां स्थापन थयेली छे, अने गूजरात-ना लोको तेनो लाभ लेवाने शक्तिवान थया छे. आ दवाशा-ळामां शेहेरना तेमज बहारगामोना दरदीओ उपचार अर्थे आवे छे. सिवाय आ दवाशाळामां तमाम प्रकारनी देशी द-वाओ भस्मो, रसो, गोळीओ, चूर्णो, आसव, अवलेह, मुरब्बा, तैल, वगेरे सर्व प्रकारनी दवाओ तैयार मळी शके छे. दरदो मटाडवाने माटे आजकाल दवाओनां घणां साधनो वध्यां ग-यां छे अने घणीएक अंग्रेजी दवाओ पण घणुं उत्तम कार्य करे छे; तथापि वैद्यराज झंडुभट्टजीना प्रतापथी असाध्य गणा-तां दरदो साध्य थइ शके एवा केटलाक उपायो अमारी पासे छे. अमो लोकोने एक विनंति करीए छीए के, जेमां कोइ पण उपचार लागु न पडतो होय एवां असाध्य एटले साध्य न थई शकतां होय एवां दरदोनां संबंधमां छेवटमां अमोने मळवुं. तेमनी इच्छा हशे तो प्रथमथी कांइपण पैसा लीधाविना अ-मो बनतो महेनत करीशु. अमारी पासे तेनी खात्रीना सर्टिफि-केटो छे. गरीब गरबां अने साधु सन्यासीओने माटे आ अ-मारी दवाशाला खुली छे.

**वैद्य जटाशंकर लीलाधर.**

अमदावाद—रिचिरोड.